## ઘોર ઉપસર્ગ: મુક્તિ

સમભાવી મુનિવર ત્યાંથી વિહાર કરતા કંચનપુર નગરમાં આવ્યા. ત્યાં એમનાં બ્હેન રાજરાણી હતાં. મુનિવર રાજહંસની ચાલે ચાલતા, ઈર્યાસમિતિ જોતા નગરમાં આવે છે. ત્યાં તો બ્હેને–રાજરાણીએ ભાઈને જોયા, ઓળખ્યા: આહા ? આ તો મ્હારા માડીજાયા ભાઈ! તેનાં રૂંવાડે રૂંવાડે ભ્રાતૃપ્રેમ ઉભરાયો. પડખામાં જ રહેલા રાજાએ આ જોયું. તેને થયું: રાણીજી કેમ આટલાં પ્રફૂલ્લિત થયાં ? રાણીજી જ્યાં જેને જોઈ રહ્યાં હતાં ત્યાં રાજાએ જોયું; એક સંયમી, ત્યાગમૂર્તિ મુનિમહાત્મા ચાલ્યા આવતા હતા. રાજાને ક્રોધ વ્યાપ્યો. રાજા ભાન ભૂલ્યો. તેની આંખમાં ઈર્ષ્યાનું ઝેર ઉભરાયું: ખરે જ, જેને જોતાં જ રાણીજી આટલાં પુલકિત થાય એ કોઈક તેનો યાર–પ્રીયતમ લાગે છે. એને તો જીવતો જ દાટી દેવો જોઈએ. તરત જ નીચે જઈ રાજાએ સૈનીકોને હુકમ કર્યો: "આ ચાલ્યા જાય છે તે સાધુને તલવારથી ઉડાવી દઈ ખાડામાં દાટી દ્યો."

બસ થઈ ચૂક્યું. યમરાજની ક્રૂર દૃષ્ટિ મુનિમહાત્મા ઉપર પડી. સૈનિકોએ જઈ મુનિવરને રોક્યા અને ઊંડા ખાડામાં બેસાડ્યા. મુનિમહાત્મા સમજી ગયા: આજે આત્મ-નિરીક્ષણનો, સંયમ અને સમતાની પરીક્ષાનો સમય છે. તરત જ અનશન સ્વીકારી ચોરાશી લાખ જીવાયોનિ સાથે ખમાવી, પોતાના કર્મનો ઉદય આવ્યો જાણી તે આત્મનિરીક્ષણમાં મસ્ત બન્યા. મુનિવરે પોતાના ચિત્તને સમજાવ્યું: આજે તારા જ્ઞાન, ધ્યાન, તપ અને સંયમની પરીક્ષા છે, માટે બરાબર દૃઢ થઈ ઉપસર્ગને સહેજે. તેં અન્યાન્ય દુઃખો ઘણા ભવોમાં સહ્યાં, આજે આત્મશુદ્ધિ માટે આ બધું સહેજે. આમ શુભ ભાવના ભાવતા મુનિવર કર્મક્ષય કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે ગયા. સૈનીકોએ તલવારથી ધડ જુદું કર્યું અને મુનિવરનો આત્મા સિદ્ધશિલાએ પહોંચી ગયો. પરન્તુ આ મુનિહત્યાથી નગરમાં હાહાકાર થઈ રહ્યો. આ જ સમયે એક સમળી લોહીથી ખરડાયેલ ઓઘો ને મુહપત્તિ લઈ પોતાનું ભક્ષ્ય માની ઊડી ગઈ. રસ્તામાં રાજમહેલ ઉપર જ એ ઓઘો ને મુહપત્તિ પાડ્યાં. રાણીજીએ તે જોયું, તપાસ્યું. આ ઓઘો ને મુહપત્તિ સાધુજીનાં છે. આજે જ મ્હારા ભાઇ આ નગરમાં આવ્યા છે. તે સાધુ છે. ઓઘો તેમના લોહીથી ખરડાયેલો છે. બસ, રાણીજીએ ચોધાર આંસુએ રડવા માંડ્યું. રાજાએ પૂછ્યું, કેમ શું છે ? રાણીજીએ કહ્યું, મ્હારા ભાઇ સાધુ થયા છે. તે અહીં આવ્યા છે. આજે આ નગરમાં તેમને કોઇક દુષ્ટે માર્યા છે. તેમના લોહીથી ખરડાયેલ આ ઓઘો ને મુહપત્તિ અહીં આવ્યાં છે. આ સાંભળતાં જ રાજા ચમક્યો: હેં ! શું એ તમારા ભાઈ હતા ? એ સાધુ થયા હતા ? અરેરે ! મેં દુષ્ટે જ ઈર્ષ્યાવશીભૂત થઈ આ ઘોર પાપ કર્યું છે. ધિક્કાર છે મ્હારી અજ્ઞાનતાને અને મોહને !

રાજા અને રાણી મુનિવરના દેહ પાસે આવે છે. રાજા ખૂબ જ પશ્ચાત્તાપ કરી, આત્મ-નિંદા કરી રહેલ છે. એવું આકરૂં રૂદન અને પશ્ચાત્તાપ કરે છે કે એ પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં તેનાં કર્મ બળીને ભસ્મ થાય છે. અને તેને ત્યાં જ કેવલજ્ઞાન પ્રગટે છે, અને શુદ્ધ આત્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે. પશ્ચાત્તાપ એ તો એક પવિત્ર ઝરણું છે જેમાં આત્મા સ્નાન કરી શુદ્ધ થાય છે. રાજાએ યથાર્થ પશ્ચાત્તાપ કરી શુદ્ધિ મેળવી આત્મકલ્યાણ સાધ્યું.

ધન્ય છે એ મુનિવરની સમતાને ! ધન્ય છે તેમની શિયલવ્રતની દૃઢતાને અને ધન્ય છે એ શુદ્ધ પશ્ચાત્તાપ કરી શુદ્ધ થનાર રાજાને!

N.

[ "દાંડીઓ" સાપ્તાહિક: સુરત તા. ૧૧-૫-૪૪ ના અંકમાં ]

"શ્રી જૈન સત્ય પ્રકાશ માસિકનો આ અંક વિક્રમ દ્વિસહસ્રાબ્દિ મહોત્સવ અંગે ખાસ અંક તરીકે બહાર પડયો છે. એમાં જૈન વિદ્વાનો અને અભ્યાસીઓના મનનીય લેખોનો સુંદર સંગ્રહ થયો છે. અંક પાછળ લીધેલી જહેમત ફળી છે એ અંકનો ઉઠાવ જોતાં સ્પષ્ટ જણાઈ આવે છે. વિક્રમ વિષે કેટલુંક ઉપયોગી સાહિત્ય રજુ કરી જૈન સત્ય પ્રકાશે હિંદની સારી સેવા બજાવી છે. તે માટે એના તંત્રી એને સંચાલકો ધન્યવાદને પાત્ર છે."

[ "जैनमित्र" સાપ્તાહિક : સુરત તા. ૧૧-૫-૪૪ ]

"हमारे श्वे. जैन भाईयोंने अहमदाबादमें 'जैनधर्म सत्यप्रकाशक समिति' अविगतके इतिहास और पुरातत्त्वको प्रकाशित करनेकी भावनासे स्थापित कर रक्खी है, और उसकी ओरसे 'श्री जैन सत्य प्रकाश' नामका एक मासिक पत्र ९ वर्षसे शाह चीमनलालजीके सम्पादकत्वमें प्रकाशित होता है। अभी ही उसका क्रमांक १०० 'विक्रम विशेषांक' के नामसे प्रगट हुआ है। इस बृहद् विशेषांकमें जैन साहित्यमें सम्राट् विक्रमादित्यके विषयमें जो भी सामग्री उपलब्ध है वह संग्रह की गई है। रायल साइजके २३४ पृष्ठोंमें बहुमूल्य लेखोंसे सुसज्जित यह सचित्र विशेषांक अवश्य एक संग्रहणीय वस्तु है और इस सफलता पर हम सम्पादक महोदयको वधाई देते है।

"इस विशेषांकके पाठसे यह स्पष्टतः प्रमाणित होता है कि इस्वीसन्से पूर्व पहली शताब्दिमें भारतमें विक्रमादित्य नामका एक महान् राजा हुआ था। जिसने शकोंको परास्त करके भारतका उद्धार किया था। अपने अन्तिम जीवनमें वह जैनोंके सम्पर्कमें आया था और सम्भवतः जैनी हो गया था।

"यह विशेषांक उपयोगी लेखोंसे ओतप्रोत है। पाठकोंको मंगाकर पढना चाहिये" —कामताप्रसाद जैन।

## પત્રો

[ શ્રી સૂર્યનારાયણ વ્યાસ, તંત્રી 'વિક્રમ': ઉજ્જૈન, તા. ૧૦-૪-૪૪ ]

"जैन सत्य प्रकाशका विक्रम-विशेषांक मिला, इतना भव्य, आकर्षण युक्त, सुंदर, और अध्ययनपूर्ण विक्रम-साहित्य प्रस्तुत करनेके लिए आपके श्रम, और सुरुचिकी जितनी प्रशंसा की जाये थोडी है। आपने अपने दृष्टिकोणसे विभिन्न रूपेण विचार व्यक्त किये हैं। आप यदि एक परिशिष्ट अंक और निकाल कर जैन दृष्टिसे किस निष्कर्ष पर पहुंचा जा सकता है, और कितने अभिमत विभिन्न आचार्योंके हैं, इस पर प्रकाश डाले, और अपना मत भी सभी मतोंके सामंजस्यके साथ व्यक्त करें तो उत्तम होगा। तथापि आपको ऐसे सुंदर अंकके लिए बधाई।

[ મ. મ. શ્રી ગૌરીશંકરજી હીરાચંદજી ઓઝાઃ ; અજમેર, તા. ૩-૫-૪૪ ]

"'श्री जैनसत्य प्रकाश'का विक्रम-विशेषांक प्राप्त हुआ। उक्त विशेषांकको मैंने अवलोकन किया। महाराजा विक्रमके संबंध में उक्त विशेषांकमें अच्छा प्रकाश डाला गया है, और लेख सब गवेषणापूर्ण हैं।"

[ પૂ. પં. સુમતિવિજયજી ગણિ : ચાંચાપર, વિ. સં. ૨૦૦૦ ચૈત્ર વદિ ૪ ]

"તમારા તરફથી મોરબીમાં ટપાલ મારફત ક્રમાંક ૧૦૦ વિક્રમ-વિશેષાંક મળ્યો છે.